# અંબે મા પરમેશી

અંબે મા પરમેશી પરાત્પરી
ત્રિભુવનેશ્વરી માતા શુભંકરી
ઓંકારેશ્વરી માતા મહેશ્વરી
જયતિ જય માતા

કરુણાશાલી શિવંકરી શાંભવી
શિવ મનોહરી ગૌરી સર્વેશ્વરી
શ્રી જગદીશ્વરી માતા સરોજિની
જયતિ જય માતા

અભયદાયિની દુર્ગે ભયંકરી
શ્રીકરી શાશ્વતી માતા કાત્યાયિની
જગન્મોહિની રાજીવલોચની
જયતિ જય માતા

સર્વવ્યાપિની સર્વાંતર્યામિની
લોકપાલિની માતા જયંકરી
પદ્મસંભવી માતા હિરણમયી
જયતિ જય માતા